શ્રીકૃષ્ણઃ ।

ભાવિક વૈષ્ણવોને

# નિત્યપાઠ

કરવાનાં ૪ અષ્ટકો

તથા

શ્રીવલ્લભાખ્યાનો.

---

[illegible] તથા પ્રકાશકઃ—

શા. વિઠ્ઠલદાસ મોતીચન્દ.

માંગરોલ બન્દર. (કાઠીઆવાડ)

---

અમદાવાદ

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે

છાપ્યું. ઠે. પાંચકૂવા, ચાર રસ્તા.

---

શ્રીવલ્લભાબ્દ ૪૪૮ પ્રતિ ૧૦૦૦, સં. ૧૯૮૩

અમૂલ્ય.

## સમર્પણ.

### "तरकुरुष्व मदर्पणम्"

गीता.

શ્રીમદનમોહનસેવૈકપરાયણ, શ્રીવાગધીશપ્રકટિત ભક્તિમાર્ગરક્ષણપરાયણ, અશરણશરણ, નિજ નિ:સાધન દાસજનને અભયદાન કરનાર, જીર્ણદુર્ગનિવાસિ ગુરુદેવ શ્રીગોકુલેશજી મહારાજના જન્મોત્સવપ્રસંગે આ લઘુ પુસ્તક તેઓના કરકંજમાં સવિનય સાદર અર્પણ કરું છું.

લિ૦ સેવક,

**વિઠ્ઠલદાસ.**

---

તા૦ ક૦—આ પુસ્તક સીલીકમાં હશે ત્યાંસુધી અધિકારી વૈષ્ણવને ભેટ આપવામાં આવશે. બહારગામથી મંગાવનારે બે પૈસાની ટીકીટ બીડવી.

શ્રી ગોપીજનવલ્લભાય નમઃ



## મંગલાચરણ.

માયાવાદિકરીંદ્રદર્પદલનેનાસ્યેંદુરાજોદ્ગત-
શ્રીમદ્ભાગવતાખ્યદુર્લભસુધાવર્ષેણ વેદોક્તિભિઃ ।।
રાધાવલ્લભસેવયા તદુચિતપ્રેમ્ણોપદેશૈરપિ
શ્રીમદ્વલ્લભનામધેયસદૃશો ભાવી ન ભૂતોસ્ત્યપિ ।।

---

# ॥ श्रीनन्दकुमाराष्टकम् ॥

## ભાષામિશ્રિત.

સુન્દરગોપાલં ઉરવનમાલં નયનવિશાલં દુઃખહરં
વૃન્દાવનચન્દ્રં આનન્દકન્દં પરમાનન્દ ધરણિધરમ્ ।।
વલ્લભઘનશ્યામં પૂરણકામં અત્યભિરામં પ્રીતિકરમ્
ભજનન્દકુમારં સર્વસુખસારં તત્ત્વવિચારં બ્રહ્મપરમ્ ।।૧।।
સુન્દરવારિજવદનં નિર્જિતમદનં આનન્દસદનં મુકુટધરં
ગુંજાકૃતિહારં વિપિનવિહારં પરમોદારં ચીરહરમ્
વલ્લભપટપીતં કૃતઉપવીતં કરનવનીતં વિબુધવરં ભજ૦ ૨

શોભિતસુખમૂલં યમુનાકૂલં નિપટઅતુલમ્ સુખદવરં
મુખમંડિતરેણું ચારિતધેનું વાદિતવેણું મધુરસુરમ્
વલ્લભમતિવિમલં શુભપદકમલં નખરુચિઅમલં
તિમિરહરં ભજ૦ ૩
શિરમુકુટસુદેશં કુંચિતકેશં નટવરવેશં કામવરં
માયાકૃતમનુજં હલધરઅનુજં પ્રતિહતદનુજં ભારહરમ્॥
વલ્લભવ્રજપાલં સુભગસુચાલં હિતમનુકાલં ભાવવરં ભજ૦ ૪
ઇન્દીવરભાસં પ્રકટસુરાસં કુસુમવિકાસં વંશિધરં
હિતમન્મથમાનં રૂપનિધાનં કૃતકલગાનં ચિત્તહરમ્
વલ્લભમૃદુહાસં કુંજનિવાસં વિવિધવિલાસં કેલિકરં ભજ૦ ૫
અતિપરમપ્રવીણં પાલિતદીનં ભક્તાધીનં કર્મકરં
મોહનમતિધીરં કલિબલવારં હતપરવીરં તરલતરમ્।
વલ્લભવ્રજરમણં વારિજવદનં જલધરશમનં શૈલધરં ભજ૦ ૬
જલધરદ્યુતિઅંગં લલિતત્રિભંગં બહુકૃતિરંગં રસિકવરં
ગોકુલપરિવારં મદનાકારં કુંજવિહારં ગૂઢનરમ્।
વલ્લભવ્રજચન્દ્રં સુભગસુછન્દં પરમાનન્દં ભ્રાન્તિહરં ભજ૦ ૭
વન્દિતયુગચરણં પાવનકરણં જગદુદ્ધરણં વિમલવરં
કાલિયશિરગમનં કૃતફણિનમનં ઘાતિતયવનં મૃદુલતરમ્
વલ્લભદુઃખહરણં નિર્મલ ચરણં અશરણશરણં મુક્તિકરં ભજ૦૮

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીનન્દકુમારાષ્ટકમ્ અન્યવિરચિતમિતિબહ્વઃ

# ॥ अथ श्रीमधुराष्टकम् ॥

## શ્રીમધુરાયનમ:

અધરં મધુરં વદનં મધુરં નયનં મધુર હસિતં મધુરમ્ ॥ હૃદયં મધુરં ગમનં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૧ ॥ વચનં મધુરં ચરિતં મધુરં વસનં મધુર વલિતં મધુરમ્ ॥ ચલિતં મધુરં ભ્રામિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૨ ॥ વેણુર્મધુરો રેણુર્મધુર: પાણિર્મધુર: પાદૌ મધુરૌ ॥ નૃત્યં મધુરં સખ્યં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૩ ॥ ગીતં મધુરં પીતં મધુરં ભુક્ત મધુરં સુપ્તં મધુરમ્ ॥ રૂપં મધુરં તિલકં મધુરં મધુરાધિપતેરખિલ મધુરમ્ ॥ ૪ ॥ કરણું મધુરં તરણું મધુરં હરણું મધુરં રમણું મધુરમ્ ॥ વમિતં મધુરં શમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૫ ॥ ગુંજા મધુરા માલા મધુરા યમુના મધુરા વીચિર્મધુરા ॥ સલિલં મધુરં કમલં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥૬॥ ગોપી મધુરા લીલા મધુરા યુક્તં મધુરં ભુક્તં મધુરમ્ ॥ દૃષ્ટં મધુરં સૃષ્ટં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૭ ॥ ગોપા મધુરા ગાવો મધુરા યષ્ટિર્મધુરા સૃષ્ટિર્મધુરા ॥ દલિતં મધુરં ફલિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૮ ॥

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીમધુરાષ્ટકમ્ ।

---

## ॥ अथ श्रीगोकुलेशाष्टकं ॥

श्रीकृष्णाय नमः ॥ नंदगोपभूपवंशभूषणं विदूषणं भूमि-भूतिभूरिभाग्यभाजनं भयापहम् ॥ धेनुधर्मरक्षणावतीर्णपूर्णविग्रहं नीलवारिवाहकांतिगोकुलेशमाश्रये ॥१॥

નન્દરાયના વંશના ભૂષણરૂપ, દૂષણરહિત પૃથ્વીની આબાદી અને મહાભાગ્યના પાત્રરૂપ, ભયનો નાશ કરનાર ગાયો અને ધર્મના રક્ષણ માટે પૂર્ણ સ્વરૂપે પ્રકટ થયેલ; નીલમેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરું છું. ૧

गोपबालसुंदरीगणावृतं कलानिधिं रासमंडलीविहार-कारिकामसुंदरम् । पद्मयोनिशंकरादिदेववृंदवंदितं नील० ॥२॥

ગોપો તેનાં બાળકો અને ગોપસુન્દરીઓથી વીંટાયેલા કલાઓના નિધિ, રાસમંડળીમાં વિહાર કરનાર, કામદેવ કરતાં પણ સુન્દર, બ્રહ્માજી, શિવજી આદિ દેવોના સમૂહથી વન્દિત, નીલમેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરું છું. ૨

गोपराजरत्नराजिमंदिरानुरिंगणं गोपबालबालिकाकलानुरुद्धगायनम् ॥ सुंदरीमनोजभावभाजनांबुजाननं नील० ॥३॥

ગોપરાજના રત્નોની પંક્તિવાળા મન્દિરમાં ઘસરનાર, ગોપનાં બાળો અને બાલિકાઓની કલાને અનુસરી ગાયન

કરનાર, સુન્દરીઓના કામભાવના પાત્રરૂપ મુખ કમળવાળા શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરું છું. ૩

**कंसकेशिकुंजराजदुष्टदैत्यदारणं इंद्रसृष्टवृष्टिवारिवारणोद्धृता-**
**चलम् ॥ कामधेनुकारिताभिधानगानशोभितं नील० ॥४॥**

કંસ, કેશી કુવલયાપીડ હસ્તી, અને દુષ્ટ દૈત્યોનો નાશ કરનાર, ઇન્દ્રે કરેલ વર્ષાદના જલને નિવૃત્ત કરવા માટે શ્રીગિરિરાજને ધારણ કરનાર, કામદુધાએ કરાવેલ નામ અને ગાનથી સુશોભિત, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરું છું. ૪

**गोपिकागृहांतगुप्तगव्यचौर्यचंचलं दुग्धभांडभंगलज्जिता-**
**स्यपंकजम् ॥ धेनुधूलिधूसरांगशोभिहारनूपुरं नील० ॥५॥**

ગોપીઓનાં અન્દરના ઘરોમાં છાનાં ઢાંકેલ દૂધ, દહિં ઘી અને માખણની ચોરી કરવામાં ચંચલ દૂધના પાત્રો ભાંગવાથી લજ્જાયુક્ત મુખકમલવાળા ગાયોની રજથી ભૂખરાં અંગોમાં શોભાયમાન હાર ને નૂપુરવાળા, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરું છું. ૫

**वत्सधेनुगोपबालभीषणास्यवह्निपं केकिपिच्छकल्पिता तं-**
**सशोभिताननम्॥ वेणुवाद्यमत्तघोषसुंदरीमनोहरं नील० ॥६॥**

વાછરડાં, ગાયો અને ગોપબાળકોને ભયજનક મુખવાળા અગ્નિનું પાન કરનાર, મયૂરપિચ્છોથી રચેલ મુકુટથી શોભિત

મુખવાળા, વેણુવાદ્યથી મત્ત થયેલ વ્રજસુન્દરીઓના મનને હરણ કરનાર, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશ પ્રભુનો આશ્રય કરું છું. ૬

गर्वितामरेंद्रकल्पकल्पितान्नभोजनं शारदारविंदवृंदशोभिहंसजारतम् ॥ दिव्यगन्धलुब्धभृंगपारिजातमालिनं नील० ॥७॥

અભિમાની દેવેન્દ્રતુલ્ય દેવો માટે રચેલ અન્નનું ભોજન કરનાર, શરદ્ ઋતુના કમલોના સમૂહથી શોભિત-હંસજા-શ્રીયમુનાજીમાં પ્રીતિવાળા, દિવ્યગન્ધમાં લુબ્ધ થયેલ ભ્રમરોવાળી પારિજાતની માલાવાળા, શ્યામ મેઘતુલ્ય કાન્તિવાળા શ્રીગોકુલેશપ્રભુનો હું આશ્રય કરું છું. ૭

वासरावसानगोष्ठगामिगोगणानुगं धे-दोहदेहगेहमोहविस्मयक्रियम् ॥ स्वीयगोकुलेशदानदत्तभक्तरक्षणं नील० ॥८॥

સાયંકાલે વ્રજમાં જતી ગાયોના સમૂહની પાછળ પધારતા, ગાયોના દોહનથી જોનારને દેહ તથા ઘરનું ભાન ભૂલાવનાર, પોતાનાઓને શ્રીગોકુલેશ (સ્વસ્વરૂપ) નું દાન આપનાર, અને ભક્તોનું રક્ષણ કરનાર શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરું છું. ૮

इति श्री रघुनाथजीकृतं श्रीगोकुलेशाष्टकं संपूर्णम् ॥

અનુવાદક—કાશીરામ વિ. કરસનજી શાસ્ત્રી.

---

અથ શ્રીગોકુલાધીશ મહારાજ કૃતાઃ ૧૨૫૯૦

# ॥ श्री रासलीलामृतश्लोकाः ॥

બજત કુંજમેં મંજુ બાંસુરી, વ્રજબધૂ ખેંચી પ્રેમ-રાસરી ॥ ઘર તજ્યો ગઈ કૃષ્ણ પાસરી શરદચંદ કીનો ઉજાસરી ॥ ૧ ॥ હરિ કિયો જબે મંદ હાસરી, નિરખિકેં ભગો તાપ નાસરી । સુમનકુંજ રાજે વિકાસરી ભ્રમરપુંજ ગુંજે સુવાસરી ॥ ગુણભરી પિયો રૂપરાસરી, પુન પ્રબીનહે પ્રેમ-ગાંસરી ॥ અતનુ મોહ ભાવપ્રકાસરી, મિલ ગુપાલ કીને વિલાસરી ॥ ૩ ॥ મદ ગુમાનહી જાન તાસુરી, હૃદયમેં છિપે શ્રીનિવાસરી ॥ વિરહજાત બાઢયો હુતાસરી તરુ લતાન પૂંછે ઉદાસરી ॥૪॥ સઘન કુંજ કીની તલાસરી; ગુનકથા રચી યાહિ આસરી ॥ ભરતનેંન ઊંચે ઉસાસરી, કરિ કૃપા મિલે પીતવાસરી ॥ ૫ ॥ વદન કંજહે ચારુ હાસરી, મદન માન જાતેં નિરાસરી ॥ કરગહે જુરી આસ પાસરી, ભરત અંક બાઢયો હુલાસરી ॥ ૬ ॥ અધર પાન કીને હું પ્યાસરી, મિટતનાંહિ જેશે ઉપાસરી ॥ લિપટ શ્યામસૂં એસી ભાસરી, ઘન સુદામિની ભાદ્રમાસરી ॥ ૭ ॥ કરત કૃષ્ણકે સંગ રાસરી, સરસરાગ ગાવે ખુલાસરી ॥ સુરજુ સપ્ત નીકે નિકાસરી, મુરજબીન બાજે મિઠાસરી ॥૮॥ બજત મંજુ મંજીર લાસરી, નચત મોર છાંડે અવાસરી ॥ સુર બિમાન છાયે અકાસરી, પરત પુષ્પ વૃષ્ટિ તહાં સુરી ॥ ૯ ॥ કટગઇ તબે ગેહફાંસરી, હટગયો જુ સંસાર ત્રાસરી ॥ ચરણમાંજ કીજે નિવાસરી, સરન ગોકુલાધીશ દાસરી ॥ ૧૦ ॥

ઇતિ શ્રીમદ્ગોસ્વામિ શ્રીગિરિધરજીસુત શ્રીગોકુલાધીશવિર ચિતા રાસલીલામૃતશ્લોકાઃ સમાપ્તાઃ

# अथ श्रीवल्लभाख्यानप्रारंभः ॥

## परमभक्त गोपालदासजी कृत.

### નવાખ્યાન.

#### આખ્યાન ૧ લું—રાગ કેદારો.

વંદુ શ્રીવિઠ્ઠલ સુન્દરવર, નવઘનશ્યામ તમાલ;
જગતીતલ ઉદ્ધાર કરેવા, પ્રગટયા પરમ દયાલ, ૧
શ્રીપુરુષોત્તમ સ્વતંત્ર ક્રીડા, લીલા દ્વિજતનુધારી;
સાત દિવસ ગિરિવર કર ધાર્યો, વાસવવૃષ્ટિ નિવારી. ૨
તે પ્રગટયાનું કારણ કહિયે, જો સુરતા મન આણો,
કરો કૃપા હું કરું વિનતિ, પોતાનો કરિ જાણો. ૩
વ્યાપક રૂપ અદ્વૈત બ્રહ્મ જે. તેજોમય કહેવાય;
આરજ પંથ અધિકારી મુનિજન, તે માંહે લય થાય. ૪
અક્ષર આદિ અખણ્ડ અનુપમ, ઉપમા કહી ન જાય,
અસ્તિ વસ્તુ સહુકો મલી બોલે, નિગમ નેતિ નેતિ ગાય. ૫
નિર્ગુણનો નિર્દેશ અટપટો, રસના શી પેરે કહિયે?
રૂપ વર્ણ વપુદષ્ટ પદારથ, ત્યાં એકો નવ લહિયે. ૬
તેહ થકી પુરુષોત્તમ આગળા, લીલા અચલ વિહાર;
બ્રહ્મજ્ઞાની ને મુક્તિમારગી, સ્વપ્ને નહિં વેહેવાર. ૭
જ્યાં શ્રીવૃન્દાવન આદ્ય અચલ શશી શરદ રેન બહુ વેશ;
વનદેવી પદ કુમકુમ સુખ સુખ, પરસે રંગ વિશેષ. ૮

જ્યાં સરિતા ચામીકર મણિગણ, ઉભય બદ્ધ સોપાન,
કમલ કુમુદ નાના અલિ સુંદર, મધુર કરે ત્યાંહાં ગાન. ૯
કનકલતા માલતી મલ્લિકા, વિવિધ કસુમ મકરંદ,
શીતલ પવન ઝકોરે લેહરી, પરસે અતિ આનન્દ. ૧૦
પદ્મરાગ મરકતમણિ સ્ફાટિક, શ્રીગોવર્દ્ધન સોહે;
બ્રહ્મા રુદ્ર ત્યાં કોણ બાપડા, શ્રીહરિનાં મન મોહે. ૧૧
નાના પક્ષીની શબ્દ માધુરી, શોભા તણો નહિં પાર;
વિવિધ પ્રકારે જૂજવા કહેતાં, ગ્રંથ થાય વિસ્તાર. ૧૨
શ્યામા શતદલ નયન સુન્દરી, જૂથ તણો નહિં પાર;
અનેક રાસમણ્ડલરચના રચી, ખેલે શ્રીનંદકુમાર. ૧૩
એણી પેરે નિત્ય નવલી લીલા, ઘોષ વાદ્યઝંકાર;
અંગ સ્વેદ મકરંદે મોહ્યા, મધુપ કરે ગુંજાર. ૧૪
એ પ્રભુને મન ઇચ્છા ઉપની, જશ થાવા વિસ્તાર,
અધિકારી પાખે એ વાણી, નહિં કોને ઉચ્ચાર. ૧૫
ભૂભંગેથી સૃષ્ટિ નીપની, અતિ સુન્દર બ્રહ્માણ્ડ;
ચૌદલોક નાના વૈચિત્ર્યે, ભૂમંડલ નવખંડ. ૧૬
પરપોતાની વ્યક્તિ કરેવા સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર;
દૈવી આસુરી બે ઉપજાવી, પ્રભુ મન કરી વિચાર. ૧૭
ભક્તિ સુન્દરી ને માયા દાસી, બે મૂરત પ્રગટાવી;
તેમાં પહેલી નખશિખ સુભગા, શ્રીહરિને મન ભાવી. ૧૮
કૃપા કટાક્ષે હુવા અક્ષરમાં, ઉપન્યા સત્વ અનંત;
ભક્તિ લીન હુવા સોભાગી, તે વૈષ્ણવ ગુણવંત. ૧૯

બીજી કટાક્ષે જે જન ઉપન્યા, માયામાં થયા લીન;
કર્મજડ આસુર અન્ય ઉપાસક, ભજન ધર્મથી હીન. ૨૦
એણી પ્રકારે સૃષ્ટિ દ્વિધાગુણ, મિશ્રિત ચાલી જાય;
ભક્તિમારગી જીવ સ્વતન્તર, કેવલ ભક્ત ન થાય. ૨૧
શ્રી પુરુષોત્તમે વળી વિચાર્યું હવે પ્રકાર શો કરિયે,
મ્હારી સેવા અને કથારસ, નિરૂપવા તનુ ધરિયે. ૨૨
ભક્ત જીવનાં ભાગ્ય વિસ્તર્યાં, ઇચ્છા કરી હરિ સાર.
તેણે હેતેં આપોપેં પ્રગટયા, શ્રીવલ્લભરાજકુમાર. ૨૩
પૂર્ણ બ્રહ્મ શ્રીલક્ષ્મણ સુત, પુરુષોત્તમ શ્રીવિઠ્ઠલનાથ,
શ્રી ગોકુલમાં પ્રગટ પધાર્યા સ્વજન કીધાં સનાથ. ૨૪

---

## આખ્યાન ૨ જું—રાગ રામકલી.

લક્ષ્મણ સુત શ્રી વલ્લભરાયજી;
સમરણ કરતાં દુષ્કૃત જાયજી.
કલિજન તરવા નહિં અવર ઉપાયજી,
યજ્ઞ પુરુષ હરિના શ્રુતિ ગુણ ગાયજી.
ગાય શ્રુતિ ગુણરૂપ અહર્નિશ ધરી ધ્યાન વિચાર;
આનન્દરૂપ અનુપમ સુન્દર, પામે નહિં કોઇ પાર. ૧
પ્રાણપતિ પ્રાકટય કારણ; કાંઇએક કહું મતિમંદ;
હર સુર વિધાતા નવ લહે, સાક્ષાત્ બ્રહ્માનંદ. ૨
શ્રી વૃન્દાવનચન્દ મુખરુચિ, અગ્નિતેં અવતાર;
દ્વિજ તિલક ત્રિભુવન નામ નિરુપમ, રૂપ અંગીકાર. ૩

દેવલોક દુંદુભિ વાગિયાં આનંદ કરેરે નિઃશંક;
અસુરતિમિર ઉચ્છેદવા, ભુવિ વલ્લભદેવ મયંક. ૪
પૂરણ પુરુષ પ્રમાણપંથા, વ્યાખ્યાતા વેદાન્ત,
ગ્રન્થ સર્વે રસરૂપ કીધા, પોતાને સિદ્ધાન્ત. ૫
રસિક રસના રસિક વાણી, જાણી નર નવખંડ;
ઊર્ધ્વપંથા સુજશ પ્રસર્યો, વાધિયો બ્રહ્માંડ. ૬
એક બ્રહ્માંડે જેના જશ ન માયા, તેનાં હુવાં કોટિ અનંત,
તોયે ત્યાં થકી વાધિયો, જઇ વરયો મુખ ધીમંત. ૭
અતુલ અમલ ઉદ્યોત ઉદયો, ભૂતલ દ્વિજ માર્તંડ;
ભક્તિ મારગ કેસરિ ગજ, માયિક મત શતખંડ. ૮
દિગ્વિજય દશ દિશાયે કીધો, પરિક્રમાને વ્યાજ;
તીરથ સકલ સનાથ કીધાં ચરણ રેણુ સમાજ. ૯
પત્રાવલંબે પંડિત જીત્યા, માયિક મત માતંગ;
શ્રીકૃષ્ણ પૂરણ બ્રહ્મ સ્થાપ્યા, જેનાં રૂપ કોટિ અનંગ. ૧૦
સ્વમારગ સ્થિર સ્થાપવા, આપવા ભજનાનન્દ;
નામ આપ્યાં જીવને શુભ મિષ્ટ મુખ મકરંદ. ૧૧
અનેક જીવને કૃપા કરવા, દેશાન્તર પરવેશ;
કોમલ પદ જ્યાં કમલ વિલસે, ધન્ય કહું તે દેશ. ૧૨
અંગ બંગ કલિંગ કૈકટ, માગધ મરુ સૂર સિંધ;
તે તામસના અઘ હર્યા, પરતાપ પદરજ ગંધ. ૧૩
કનક સ્નાન સત મણ સુવર્ણે કરાવ્યું મહીપાલ;
તે મૂકીને વેગે ચાલયા, રાય દૃષ્ટિ ન પાછી વાળ. ૧૪

ત્યાંથી દક્ષિણ પ્રભુ પાઉં ધારિયા, પાંડુરંગ શ્રીવિઠ્ઠલનાથ;
નેત્ર મલતાં વાત કીધી, વચન દીધું હાથ. ૧૫
વચન નિશ્ચે શ્રીનાથે માગ્યું, કીધી શ્રીવલ્લભજીશું વાત,
અમને તો ઇચ્છા એહ છે જે, હું નંદન તમે તાત. ૧૬
તે પુરુષોત્તમ પ્રગટશે, શ્રીવિઠ્ઠલરૂપ નિધાન;
નેત્રકમલે નાના ભાવે, દેશે ભક્તને સન્માન. ૧૭
ત્યાંહાંથી શ્રીવૃન્દાવન પાઉંધારિયા, જ્યાં મધુપ કરે ઝંકાર;
કુસુમ દ્રુમ નવ માલ્લિકા, મકરંદનો નહિં પાર ૧૮
તરુ તમાલ અતિ શોભતાં, હેમ જૂથિકા સંઘોડ;
લલના તે સુભગા લટકતાં, હીંડે તે મોડા મોડ. ૧૯
તાન ધૂનિ મુનિ મયૂરરૂપે, સાંભલે ધરી ધ્યાન;
નિત્ય લીલા ગાન શ્રવણે, કરે તે મધુપાન. ૨૦
કુંજ સદન સોયામણાં, શોભા તણો નહિ પાર;
વિવિધ રાસમંડળરચના રચી, ખેલે શ્રીનંદનકુમાર. ૨૧
રંગે તે રમતા દીઠડા, બલદેવ શ્રીગોવિંદ;
તે પુત્રભાવે પ્રગટશે, મન ઉપન્યો આનંદ. ૨૨
બલદેવ શ્રીગોપીનાથ કહીએ. શ્રીવિઠ્ઠલ નંદનંદ;
તે વેદ પંથ વિસ્તારશે, જન આપશે આનંદ. ૨૩
ત્યાંથી કેશીઘાટ પાઉંધારિયા, કહિ કથા તત્ત્વ સમાધિ;
રસપુંજ પુરુષોત્તમ પ્રમાણ્યા, સરસ્વતી તજી આધિ. ૨૪
ગિરિરાજને આશ્વાસ દીધો, ધરી કોમલ ચરણ;
હરખે તે સામા આવીઆ, શ્રીગોવર્ધનઉદ્ધરણ. ૨૫

હળીમળીને ચાલિયા, ચરણાદ્ર જ્યાં નિજધામ;
નવરંગ નાગર પ્રગટિયા, મન પૂરવા બહુ કામ. ૨૬
તત્વ સંખ્યાયે કહ્યાં, પદ સાર માંહે સાર;
હવે કાંઇ એક સ્તુતિ કરું શ્રીવલ્લભ રાજકુમાર. ૨૭

## આખ્યાન ૩ જું—રાગ ધનાશ્રી.

આ પોષ મધ્યાહ્ને નોમે શ્રીનાથજી, અક્કાજી ઉર ઉપન્યો
આનંદ; આ ચંદ વૃન્દાવનતણો પ્રગટિયો. ૧
સૌભાગ્ય સુંદરી મલી ધવલ ગાયે, સુહાયે રુડા કંઠના નાદ;
આહ્લાદ ઉપન્યો તે અંગોઅંગ ઘણો. ૨
સૂતિકા સદન સોહામણું, શોભા રુડી લેહેરડે જાય;
આ વાય વાદિત્ર તે સમે તણાં. ૩
સર્વસ્વ દાન તેણે સમે, કરે રે શ્રીવલ્લભજી ઉદાર;
સુકુમારસુત ઉદયો શ્રવણે સુણી ૪
પાતાળે શેષ નાગ રીઝિયા, ઉપર ઈંદ્રાદિક દેવ;
તતખેવ સુણી નિશાન વજડાવિયાં. ૫
સિદ્ધ ગાંધર્વ ગણ અપસરા, ઉલટિયા નૃત્ય ને નાદ;
આહ્લાદ ભર્યા શ્રીવલ્લભજીયે માનિયાં. ૬
બ્રહ્મા મહાદેવ મુનિ હરખિયા, વરખિયા કુસુમ સમૂહ;
આ મોહ ટાળ્યો જગતના જીવનો. ૭
નિગમ સામ શાખા સહસ્રશું, કરે રે ભલા નિર્ઘોષ;
આ ઘોષપતિ ભગવન્ત ૮

વેદ વિહિતકૃત્ય સર્વે કીધાં, દીધાં બહુ પેરે ગૌદાન;
માનશું સ્વજન સંતોષિયા. ૯
કનક કચોલાં કુમકુમ ભર્યાં, અક્ષત દૂર્વા ભર્યાંરે સુથાળ;
માલ પારિજાતની મહમહે. ૧૦
તોરણુ પર્ણું સહકારનાં ધરણિયેં ચંદન તણાં નીર;
વીર શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલ પ્રગટિયા. ૧૧
દધિ દૂધ ઘૃત મધુ માંડવે, શેરડીયે વહેરે સુગંધ;
સુગંધે મોહ્યા અલિકુલ આવિયા. ૧૨
સુત માગધ સાધુ સર્વે મળ્યા, ભળીઆ તે માંહોમાંહે;
ઉછા હભર્યા કો કોને જાણે નહિ. ૧૩
શુકદેવ સબળ આનંદિયા, વંદિયા શ્રીવલ્લભજીનાં ચરણુ;
ગિરિધરણુ શ્રીભાગવત મહારું નીરખશે. ૧૪
સકળ કળા કલિકાલમાં કલ્પદ્રુમ પ્રગટિયો આજ;
કાજ મન વાંછિત પૂરવા. ૧૫
તૈલંગ તિલક ત્રિભુવન ધણી, મણિ મરકત ધનવાન;
સમાન રૂપ નિરખતાં કોય નહિ. ૧૬
ગણુક ગર્ગાદિક આવિયા, ભાવિયા દીયેરે આશિષ;
જગદીશ શ્રીવલ્લભઘરે પ્રકટિયા. ૧૭
ધવલ ધના ગાન જે કરે, ઉચ્ચરે શ્રીવિઠ્ઠલજી અવતાર;
સારસ્વત લીલાતે જન લહે. ૧૮
દાસનો દાસ જાય વારણે, બારણે રહ્યો રે ઉત્સવ જુએ;
કોન ભાગ્યવન્ત તે સમે. ૧૯

---

## આખ્યાન ૪ થું—રાગ ભૂપકલ્યાણ.

તે પદ વંદુ શ્રીવલ્લભનંદ, ત્રિભુવન મંગલ પરમાનંદ;
સકલ જીવનો ટાળ્યો દ્વંદ, જગમાં વ્યાપ્યો મુખમકરંદ.
**ઢાલ**—સુખદ વંદુ શ્રીવલ્લભસુતનાં, પદાંબુજ સુકુમાર;
નિગમરહસ્ય વિચાર કીધો, સકલ જન નિસ્તાર—તે પદ. ૧
બ્રહ્મકુલ હરિ અવતર્યા તે, ટાળવા ભૂમિભાર;
શ્રીનાથ શ્રીવિઠ્ઠલ નામ નિરુપમ, વૃન્દાવન શ્રૃંગાર—તે પદ. ૨
એક રસના કેમ કહું ગુણ, પ્રગટ વિવિધ વિહાર;
નિત્ય લીલા નિત્ય નૌતન, શ્રુતિ ન પામે પાર—તે પદ, ૩
સકલ શાસ્ત્ર પ્રમાણ બોલે, સાર માંહે સાર,
તત્ત્વ માંહે તત્ત્વ ત્રિભુવન ભક્તનો અધાર—તે પદ. ૪
સર્વે અંગોઅંગ રસ ભર્યાં, રસ ભર્યા લોચન ચાર;
ચલણ વલણે બોધવ્યા, હ્રુદે ભાવ અનેક પ્રકાર—તે પદ. ૫
મુખ સુગંધે મોહ્યા અલિ સકલ તે, આવી કરે ગુંજાર;
સરસ વચન ઉચ્ચાર માત્રે, સંશયનો પરિહાર—તે પદ. ૬
નામ વ્યાજે પ્રગટ કીધો, મુક્તિ શત્રુકાર,
ભુજદંડ પરસે ભય હર્યાં, એવા નાથ અમિત ઉદાર—તે પદ. ૭
સ્વસ્વરૂપ અર્થે પ્રોજીઆ, કૃત હુતી જે સંસાર;
રાજ કાજે જોડિયાં જન, ઉચ્ચાવચ નરનાર—તે પદ. ૮
આગલ અંશે પ્રકટિયા તે, ગ્રન્થ કહ્યા બહુવાર;
શ્રીયશોદા ઉત્સંગ લાલિત, પૂરણ અતિ સુકુમાર—તે પદ. ૯

અનેક ધર્મ કહ્યા પ્રભુજીએ, નિગમને અનુસાર;
ગિરિરાજધરનો તાપ ટાળ્યો, શ્રીલક્ષ્મણ સુત નિરધાર
—તે પદ. ૧૦

પોતે તે પ્રગટ પોતાતણો, યશ તણો કર્યોરે ઉચ્ચાર;
પોતે અંગોઅંગ સુખદ શોભા, સદન અંગીકાર—તે પદ. ૧૧

સ્કંધ સંખ્યાએ કહ્યાં પદ, શ્રીભાગવત રસરાજ;
ભક્તજન પદરજ પ્રતાપે, સકલ સરીયાં કાજ—તે પદ. ૧૨

---

## આખ્યાન ૫ મું—રાગ સામેરી.

શ્રી વિઠ્ઠલ સુખકારી, નામે નિષ્પાપ થાય નરનારી;
દુર્ગતિ સકલ નિવારી, પ્રગટ્યા શ્રીવ્રજપતિ રાસ વિહારી. ૧
માયિક મત જેણે ખંડયો, ભક્તિ મારગ જેણે બહુ પેરે મંડયો
ઉત્પથ જન સર્વે દંડયો, મૂરખ હેતું કુશબ્દ વિતંડયો;
વદન સુધાકર જોતે, બચન સરસ રસ રાસ ઉદ્યોતે;
નવ જલ ઘનવપુ પોતે' ભક્તિ સરસ કીધા પ્રભુ હોતે. ૩
ભક્તિપક્ષ દ્દઢ કીધો, વચન સુધારસ જન શ્રોત પીધો;
અર્થ સકલ તેનો સીધો, તે લીલા માંહે તાણીને લીધો. ૪
ઢાલ—જે લીલામાંહે અંગી કરિયો, તેનો સકલ તાપ નિસ્તરિયો;
જેને શ્રીવિઠ્ઠલનાથ વિચારે, તેને પ્રગટ પદારથ ચારે; ૫
ઉપરાંત ભજનફલ આપે, વ્રજમંડલ સ્થિર કરી સ્થાપે;
તેને દેવમુનિ સર્વ ગાયે, તેતો સર્વ ઉપરાંત સુહાયે. ૬

તેને કાલ કર્મ નવ બાંધે, યમ તે શિર ધનુષ્ય ન સાંધે;
એહવો માર્ગ શ્રીવલ્લભવરનો,જ્યાંહાં નહિ પ્રવેશ વિધિ હરનો.૭
જ્યાંહાં નિત્ય રાસ બહુ પેરે, મધ્ય નાયક નિરતત ઘેરે;
જ્યાંહાં રત્નજટિત તટ સરિતા, નવ પલ્લવ ભૂમિહરિતા. ૮
જ્યાંહાં રત્નધાતુ ગિરિરાજે, વાદિત્ર વિવિધ પેરે વાજે;
જ્યાંહાં યુવતિયૂથ બહુ માંયે, શ્રીજી શ્યામલ વર્ણ સુહાયે. ૯
એણીપેરે શ્રીગુસાંઇજીને જાણે, જાણી અહર્નિશ ગાય વખાણે;
જે જીવ જાતિ હોય કોય, તેને તત્ક્ષણ સર્વે સુખ હોય. ૧૦
સેવકજન દાસ તમારો, તેને રૂપ વિયોગ નિવારો. ૧૧

---

## આખ્યાન ૬ ઠું—રાગ પરજ.

સગુણ સનેહી શામળા વ્હાલા, અહર્નિશ દર્શન આપો;
પરમ સુખ દેવાને કાજે વ્રજમંડલ સ્થિર કરી સ્થાપો. ૧
શ્રીવલ્લભકુંવર કોડામણા, તમારું નામ નિરંતર લીજે;
રૂપ સુધારસ માધુરી તે, લોચન ભરિ ભરિ પીજે. ૨
તે પદ ક્યારે દેખીશું, જે ગોધન પૂંઠ ધાય;
વ્રજસુંદરી મુખ સુખ પામીને તે, વારંવાર અઘાયે. ૩
દિવસ સઉ શ્યામા મલી, રસરૂપ તણો જશ ગાયે;
ગોપમંડલી મધ્ય દેખીને, વારંવાર સુખ થાય. ૪
વાસર નિવાહ એમ કરે, સખી સાયંકાલે પેખે;
અલકમુખ ખુરરજ લાગી તે, કમલ ભ્રમર વિશેખે. ૫
ગોપબાલક મંડલી મધ્યે, રંગ અનેક ઉપજાવે;
મત્ત ગજગતિ મલપતા તે, શ્રીગોકુલમાંહે આવે. ૬

લોચન ભૃંગ પીયે ઘણું તે, પ્રગટ મુખ મકરંદ;
કમલપત્ર જેવી આંખડી તે, જોઇ જોઈ ટાળ્યા દ્વંદ. ૭
જોતાં તૃપ્તિ ન ઉપજે પ્રભુ, અધર સુધારસ પાયે;
ભુજલતા ભીડી ભામિની, તારે દિવસતાપ બુઝાવે. ૮
પૂરણ સુખ દઇ ગોષ્ઠમાં પ્રભુ આઘેરા પાઉંધારે;
યશોદાજી લે ભામણાં, ને રાય લૂણ ઉતારે, ૯
વસ્ત્રાંચલ મુખ રસ પોંછીને, સકલ રૂપ નિહાળે;
ઊભી થાય રોમાવલી કર, કોમલ અંગ સંભાળે. ૧૦
કરી પેરે પેરે વારણાં સુતને, સદન માંહે પધરાવે;
સુંદરી ગૃહકારજમિષે વળી, નિરખવાને આવે. ૧૧
ઉષ્ણોદક સોંધો ભેળી વળી, અંગ અંઘોળ કરાવે;
અંગવસ્ત્ર કરી સ્વચ્છ વપુને, પછે તેલ ચડાવે. ૧૨
અનેક સુગંધ વસન ને ભૂષણ, ફૂલ અંબોડે ફાવે;
ઠણુઠણુતો વ્હાલો લાડકડો તે, ભોજનશાલાએ આવે. ૧૩
રાધા અધર સુધા વના હરિને બીજું તે કાંઈ નવ ભાવે;
પ્રાત પધારે ને નિશાળે આવે, પ્રીત નવી ઉપજાવે. ૧૪
માતાનું મન રંજવા વાલો, આરોગ્યા બહુ સ્વાદે;
સુગંધ બીડી કર ધરીને, ઊઠયા નૂપુરને નાદે ૧૫
સકલ વ્રજમાં પોઢિયા વાલા, વિવિધ રસ સુખ દાન;
એ લીલા મ્હારે મન વસો, ભક્ત માગે માન. ૧૬
શ્રી વિઠ્ઠલ દ્વિજરૂપ તમારી, લીલા એણીપેરે ઝાઝી;
ઓળવ્યે કેમ ચાલશે જે પ્રીત અમશું બાઝી. ૧૭

---

## આખ્યાન ૭ મું—રાગ સામેરી.

આપસેવા કરી શીખવે શ્રીહરિ,
ભક્તિ પક્ષ વૈભવ સુદૃઢ કીધો;
પોતાની લીલા તે વદન પોતે કહી,
ઉચ્ચાર આનંદ અધિક દીધો. ૧

વેદદધિમધ્યનવનીત જે ભજનરસ,
માધુરી જીવે શ્રવણે પીધો,
તક્રસમ કર્મપંથ સ્નેહ રસહીન જે,
શ્વેત જાણી વિમુખતાણી લીધો. ૨

એ ચરણ શરણ વના લોક દશચારમાં,
કહો કેહેનો કાંઇ અર્થ સીધો;
શું કહું ચતુર થઇ થઇ અને વિસ્તરે,
ભજે નહિં પશુ જેમ વિષય કીધો. ૩

બોલ વલ્લભ સુવન વિમલ વાણી જેની,
ગતિ બ્રહ્માદિ દેવે ન જાણી;
નંદનંદન રૂપે રાસલીલા કરી,
પોતે ન ઉચ્ચરી છાની રાખી. ૪
દિવસ એકાહની ઉત્તરાકુંવર પ્રતિ,
વ્યાસનંદન વિમલ વદન ભાખી;
બ્રહ્માદિ મહામુનિ અતિ જ્ઞાન પારંગત,
તે મધુસિંધુની કહિયે માખી. ૫

ન કોય હુવો ન હોય એ રૂપ સમ,
તેના સકલ નિજ નિગમ સાખી,
એ પ્રભુરસપુંજ ભૂમિપર રુચિ કરી,
ભાગ્યહીન જીવ જેણે કણિકા ન ચાખી. ૬
તેને દેવ ઊપર રહ્યા ધિક્કાર બોલે,
મંદમતિ કહી અને નિંદા દાખી. ૭
વિબુધ વાંછે વાસ વસુમતિ ઉપરે,
શ્રીવલ્લભ કુંવરની ટેહેલ કરવા;
ઘોષથી વેગે પાઉં ધારિયા ગિરિભણી,
શ્રીગિરિરાજ ધરણુનો તાપ હરવા. ૮
ફૂલફેંટે ભર્યાં વસન વાઘા તણાં,
વિવિધ ભૂષણ તે અંગ ધરવા,
તુરંગ ચાલ્યો વાયુ વેગે ઉતાવલો,
જાણે નૌકા ચાલી સિંધુ તરવા. ૯
દિવસ એકાધનો વિરહતે યુગ સમો,
નીરાંજન મિષે રૂપ હૃદય ધરવા;
જીવને એ કૃત્ય નિત્ય પ્રતિ,
ક્ષણ ક્ષણ શ્રીવિઠ્ઠલનાથ એવા ઉચ્ચરવા. ૧૦
રૂપ બેઉ એક તે ભિન્ન થઇ વિસ્તરે,
વિવિધ લીલા કરે ભજન સાર;
વિવિધ વચનાવલી નયન સેને કરી,
સંજ્ઞા સૂચવે વિહાર. ૧૧

રત્ન મુક્તાવલી પાટ સૂત્રે કરી,
ગલસરી શોભિતા કરે શ્રૃંગાર;
વિવિધ કુસુમાવળી ગ્રથિત હાથે કરી,
એક એકને કંઠે આરોપે હાર. ૧૨
વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્ન રસ,
રસમસ્યા અર્પે તે બહુ પ્રકાર;
વિવિધ બીડાં સુગન્ધ કર્પૂર એલચી,
લવિંગ પુંગી અને ખેર સાર. ૧૩
વ્યંજન શીતલ વાયુ મુકુર કરકમલ ધરી,
દેખાડતા મોહે સકલ સંસાર.
એ અહર્નિશ ધ્યાન શ્રી વિઠ્ઠલાધીશનું,
સકલ કલિમલ દુરિત કોટિક્ષાર ૧૪
એ પ્રભુ ભુવિ પ્રકટ વિપ્રવર તનુધરી,
દીઠડે ત્રિભુવન ચિત્ત ચાલે;
હાવભાવાદિક કોટિ કોટિ કરે,
મદન જ્વુર વ્યથા તે વેગે ટાળે. ૧૫
જાલરંધ્રે સખી જાણે ચિત્ર લખી,
વાંછિત નાથની છવી નિહાળે;
કમલ ખંજન મીન મધુપ જ્યાં ત્યાં થકી,
વક્રલોચન પ્રતિ પાછાં વાળે. ૧૬
દાસનો દાસ ભણે સકલ સજ્જન સુણે,
શ્રીવિઠ્ઠલ આપનો બિરદ પાળે. ૧૭

---

## આખ્યાન ૮ મું—રાગ ધનાશ્રી.

લલિત મનોહર, શ્રી વલ્લભ સુવન સુજાણુ,
નખશિખ સુંદર વ્રજજન જીવન પ્રાણુ ૧
વદન કાંતિ જાણે ઉદયા કોટિક ભાણુ;
દ્વિજકુલમંડન, પ્રગટયા પુરૂષ પ્રમાણુ ૨
નામતે નિરુપમ, ઉચ્ચરે સકલ કલ્યાણુ;
તેના સાખી, ચારે વેદ પુરાણુ ૩
અસુર હણેવા, બ્રહ્મવાદકરપાણુ,
ભક્તિ કરે સહુ, વાજંતેરે નિશાણુ, ૪
વૈષ્ણવ જનને, આપે પદ નિરવાણુ;
મારગ મુકતો, કોઇ ન માગે દાણુ, ૫
ચરણ ચાંખડી, વન્દે રાણોરાણુ
સરસ થયા, તે હુતા જે પ્રેત પાષાણુ. ૬
હતિત પતિતનું, જુઓ તમે પ્રગટ એ ધાણુ;
શેષ સહસ્ર મુખ, ઉચરે જેનાં વખાણુ. ૭
ચૌદ લોકમાં વરતે જેહની આણુ;
ત્રાસ તિમિરનું, જાણે સકલ વિહાણુ. ૮
અધર્મ સકલનું; પેરે પેરે કીધું વિત્રાણુ;
ધમ સકલનું, પ્રભુજીએ કીધું ત્રાણુ. ૯
સન્મુખ કીધા, જે હુતા ભ્રષ્ટ અજાણુ;
નિર્ભય કીધા, શિરપર ધરિ નિજપાણુ. ૧૦

નિગમ તત્વરસ યશભર, કરી સંધાન;
રૂપસુન્દરતા શું કહું નહિ કો એ સમાન. ૧૧
કૃપા કરી હરિ, રાખી બહુ વિધિ કાન,
સેવક જનને, રાખી દ્યો તેહ લાણ. ૧૨

**ઢાલ**—એહવા તે ગુણ નિધિ નાથ ગાતાં, બ્રહ્મહત્યાદિક અઘ ટળે;
લીલા તે લહરી સિંધુ ઝીલે, રામ રસિકને જઇ મળે. ૧૩

નિઃસાધન જન હિત કરેવા, શ્રીનાથ વિઠ્ઠલ આવિયા;
વ્રજમાં તે હીંડે મલપતા તે, વ્રજસખી મનભાવિયા. ૧૪

કમલ નેણે તે અમૃત વેણે, વાક્ય મધુરી રેડતા;
[1]વેદ હસ્ત ધ્વનિ મિષે ચલણે, શોભે સોને તેડતા. ૧૫
રંગે તે રમ્યા રસભર્યા, પ્રભુ ઘોષમાં લીલા કરે;
અધિક અધિક પ્રતાપ પૂરણ, યશ દશોદિશ વિસ્તરે. ૧૬
ભાંતિ ભાંતિ લીલા કરે પ્રભુ, સાત સ્વરૂપ સોહામણા;
એક એકથી અધિક શોભે વ્રજ સખી લે ભામણાં. ૧૭
પેરે પેરે પરિવાર સોહે, દેવ મોહે નિરખતાં,
ઉચ્છાહ આનન્દ અધિક વાધ્યો કુસુમ વરખે હરખતાં. ૧૮
પ્રતિ સદન શોભા અતિ ઘણી, ભણી વેદ વદને ન જાય;
મકરંદ માતા ભ્રમર ગુંજે, પક્ષી નાદ સોહાય. ૧૯
અંતઃપુર લીલા કરે પ્રભુ, સકલ જન સંતોષતા;
જાણે મત્ત માતંગ છૂટયો નૂપુરને નિરઘોષતા. ૨૦

---

[1] વેદધ્વનિ મિષે હસ્તચલણે.

હારકંકણુ કર્ણુભૂષણુ, નાદ નાના હિંડતા;
ગાન ગાયે ને સુર સુહાએ, શ્રીનવનીતપ્રિયાજીને પોઢતાં ૨૧

સંધ્યા સમે શ્રૃંગાર નૌતમ–ફૂલ ગુંથે સૌ મલી;
સદન શોભા નિરખતાં તે લક્ષ્મી મન પામ્યાં મલી. ૨૨

વાસ વાંછે બ્રજ વસેવા એણીપેરે સુખ પામવા;
શ્રી પુરૂષોત્તમ ઉત્તમ વરને, સમે જોઈ શિર નામવા. ૨૩

લીલાને અનુસાર કલરવ, કૂજતા દ્વિજ શોભતા,
સ્વસ્વભાવ ત્યાગી ધ્યાન રાગી કોઈક ભાવે લોભતા. ૨૪

સહચરી રત્ન સુકંઠ નાદે, ગાન સુયશ પ્રકાર;
રસિક જન સૌ સંગી મલિને કરે તે ઉચ્ચાર. ૨૫

એણીપેરે લીલા કરે, શ્રી વલ્લભરાજકુમાર;
ભક્તજનના કોડ પૂરો, આપો ચરણવિહાર. ૨૬



## આખ્યાન ૯ મું—રાગ બિભાસ.

નિત્ય પ્રતિ ક્ષણુ ક્ષણુ સમરિયે, શ્રીવલ્લભનો પરિવાર રે રસના
શ્રીપુરુષોત્તમ પ્રગટિયા, જગત કરેવા ઉદ્ધાર રે રસના. ૧
કલિમાં કારણુ એક છે, બીજું સર્વે ભૂમિનો ભાર રે રસના,
એ વિના બીજું સરવે ઓડવું, ચૌદલોક શણુગાર રે રસના. ૨
શ્રીગોપીનાથજી સોહામણા, નવજલ ઘનતનુભાન રે રસના,
સુખદાતા લઘુ ભ્રાતના પૂરણુ પુરુષ પ્રમાણુ રે રસના. ૩
કમલલોચન કરુણાભર્યા, શ્રીવિઠ્ઠલ સુખ રાસ રે રસના;
દીઠડે તાપ ત્રિવિધ ટળે, સ્મરણુમાત્ર અઘનાશ રે રસના. ૪
શ્રીગિરિધર નરભૂષણુ, ભ્રાત સકલ ધુરિધાર રે રસના;
વક્તા વેદ શાસ્ત્રતણા, શ્રીભામિનીજીભરતાર રે રસના. ૫
શ્રીગોવિન્દજી આનન્દમય, ધર્મ સકલનું ધામરે રસના;
શ્રીરાણીજી રંજન રુડલા, ભક્ત સકલ વિશ્રામ રે રસના. ૬
શ્રીબાલકૃષ્ણુજી બાલુડા, સુંદર ભીનલે વાન રે રસના,
કમલલોચન કમલાપતિ, છબી નહિં કો એહ સમાનરે રસના ૭
શ્રીગોકુલપતિ અતિ ગુણુનિધિ તાત તણો પ્રતિબિંબ રે રસના,
શ્રીપાર્વતીપતિ પ્રેમ શું, શોભા સકલ કુટુમ્બ રે રસના. ૮
શ્રીરઘુપતિ અતિ ગજગતિ, રતિપતિ કરું બલિહાર રે રસના,
શ્રીજાનકીજીવન એ સદા, મધ્યમણિરત્નમય હારરે રસના. ૯
શ્રીયદુપતિ જીવન જગતના, સદા મન પ્રસન્ન હુલ્લાસ રે રસના,
નાહ તે શ્રીમહારાણી તણા, મુખમાધુરી વિલાસરે રસના. ૧૦

શ્રીઘનશ્યામજી સિંચે સુધા, જીવન સકલ બ્રહ્માંડ રે રસના,
નાહુ તે શ્રીકૃષ્ણાવતી તણા, લીલા નિત્ય અખંડ રે રસના. ૧૧
લક્ષ્મી સત્ય એ ભામા બે હુ અગ્રજની અનુહાર રે રસના,
શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યા, સેવ્યા વિવિધ પ્રકારરે રસના ૧૨
શોભા યમુના કમલા: દેવકા જેહુને સાત બાંધવ સૌભાગ્યરે રસના
એહના ચરણ સ્મરણ કરી, શ્રીવિઠ્ઠલ પદ રજરતિ માગ્યરે રસના
પુત્ર પૌત્રાદિક સુખ શું કહું, જો તું મુખ માંહે એકરે રસના,
શ્રીવિઠ્ઠલકલ્પદ્રુમ ફળ્યો, તેની શાખા પ્રસરી અનેક રસના.

॥ ઇતિ શ્રીવલ્લભાખ્યાન સમાપ્ત ॥



# માનસી નવાહ્નિક.

**પ્રથમ**—હે અર્જુનના મિત્ર શ્રીકૃષ્ણ ! આપે જે બધો કંઇ અર્જુનને ઉપદેશ દીધો, તેની અન્તે આજ કહેલ છે કે, 'તું મારે શરણે આવ. હું તને બધાં પાપોથી મુક્ત કરીશ. તું શોક કર મા.' આ વાત મને ગીતામાંથી મારા ગુરુદેવે બતાવી છે, તેથી હે પ્રભુ ! હું આપને શરણે આવ્યો છું અને આ ભરોસો રાખું છું કે આપ મને બધા પાપમાંથી મુક્ત કરશો.

**દ્વિતીય**—હે પ્રભુ ! આત્માની સાથે જે કોઇ પણ વસ્તુ હું મારી માનું છું તે હું આપને સમર્પણ કરું છું અને હું આપનો દાસ છું એમ હું પ્રતિજ્ઞા કરું છું. શું આપ કૃપા કરીને તેમાંથી મારી આસક્તિ છોડાવી મને દાસત્વની યોગ્યતા નહિં આપો ?

**તૃતીય**—હે પ્રાણપતિ ! મને એક લૌકિક મિત્રનો ક્ષણિક વિરહ અસહ્ય થાય છે તો પછી તમારો અનન્ત કાલનો વિરહ મને ગાંડો કેમ નથી બનાવતો ?

**ચતુર્થ**—હે વહાલા ! આ ચાંડાલીને તમે માનીતી રાણી બનાવી, છતાં તેના મનમાં શાન્તિ કેમ નથી ?

**પંચમ**—હસ્ત, પાણિ, ઉદર વગેરે જેના આનન્દમાત્ર છે, એવા પરબ્રહ્મ, પરમાત્મા, હે કૃષ્ણચન્દ્ર ! હું આપને

ને નમસ્કાર કરું છું. આ કલિકાલની ગતિથી હું અને મારો આત્મા ખેદયુક્ત બનેલ છે, તો આપ આનન્દદાન કરો.

**ષષ્ઠ**—હે યશોદાજીના ખોળામાં રમેલા! આપને પૂતનાએ પોતાના સ્તન પર ઝેર ચોપડી ધવરાવ્યા, છતાં પણ આપે તેને માતાની ઉચ્ચ ગતિ આપી. તો પછી શું તમારા દાસના પણ દાસમાં મારી ગણના નહિ કરો?

**સપ્તમ**—હે નન્દનન્દન! આપ તો યોગેશ્વરના પણ ઇશ્વર છો તો પછી મને વિષયોથી નહિ બચાવો?

**અષ્ટમ**—હે રાધિકાના નાથ! અમારા નેત્રોમાં પ્રેમના આંસુ નથી. ચન્દનસમાન મુખમાં શીતલ વાણી નથી. હૃદય કમળ સુગન્ધ વિનાનું અને શુષ્ક છે. આત્મા મલિન થઇ રહ્યો છે. અને આવી અવસ્થામાં મનરૂપી પૂજા પણ જ્યારે અપવિત્ર થઈ રહ્યો છે, તો આપની સે હું ક્યારે કરું. શું આપ આજે ફરીથી આપની સે યોગ્ય બનાવવાની કૃપા કરશો?

**નવમ**—હે પ્રભુ! મારો સન્દેહ દૂર થઇ ગયેલો છે, કેવલ નિમિત્તમાત્ર છું. બધાના કર્ત્તા, હર્ત્તા ને નિયન આપ જ છો. આપ મને જે કાર્યમાં જોડશો, તે મારું કર્તવ્ય માનીશ.

(હિન્દીમાંથી અનુવાદ—)

---